# श्री वैद्यवल्लभ.

हस्तीरुची कविविरचीत मुळश्लोक
सहीत शुद्ध गुजराती भाषान्तर.

करनार

डाकोर गुणग्राहकमंडळीना सुभेच्छक
**महेता गौरीशंकर ललुभाइ-डाकोर**

छपावी प्रसिद्ध करनार
**बुकसेलर त्रीभोवन रणछोड-डाकोर**





**अमदावाद.**

घीकांटे युनियन प्रिन्टिंग प्रेस.

**कीमत एक रुपीओ.**

# श्री वैद्यवल्लभ

हस्तीरुची कविविरचीत मुळश्लोक
सहीत शुद्ध गुजराती भाषान्तर.

करनार

डाकोर गुणग्राहकमंडळीना शुभेच्छक
महेता गौरीशंकर ललुभाइ-डाकोर

छपावी प्रसिद्ध करनार

बुकसेलर त्रीभोवन रणछोड-डाकोर





अमदावाद.
धीकांटे युनियन प्रिन्टिंग प्रेस.

कीमत एक रुपीओ.

# सुचना.

## औषधियोनो युक्तायुक्त विचार.

જે ઔષધિઓનાં અંગ કહ્યાં ન હોય. તે સમુલ " મુલ સાથે " લેવાં. ગળો. અરડુસાની છાલ. કોળુ. સતાવ, કાંટા સેરીઆ. વરીયાળી. અને ભોટગડીનુ મુલ. એ ઔષધો સર્વદા લીલાંજ લેવાં.

અને સઘળા કામમાં નવીનજ ઔષધીઓ વાપરવી. વાવડીંગ. મધ.ગોળ. પીપર અને ધાણા, એ અકેક વર્ષનાં જુનાં લેવાં.

## औषध लेवानो समय.

જે જગોએ ઔષધ ખાવાનો સમય ના કહ્યો હોય ત્યાં પ્રાતઃકાળ માંજ દેવાં જોઇએ. ક્વાથ અને ચુર્ણ તો વિશેષે કરી પ્રાતઃકાળમાંજ દેવાં જોઇએ. રેચ, વમન ( ઉલટી ) એ સર્વે સવારમાંજ આપવાં અને તે ઉપર જમવુ નહિ. મળાદી સાફ થયા બાદ જમવું. સુક્ષ્માહાર કરવો.

મુખની અરૂચી મટાડવાને અને મોહોડું સાફ રાખવાને ઔષધો જમવાના સમયમાંજ લેવાં અને જમ્યા પેહલા જરા સંધાલુણ અને આદુ ખાવુ. અગ્ની મંદ થઇ ગયો હોય તો. અગ્નીને પ્રદીપ્તકરનારાં ઔશધો જમતાં જમતાં વચમાં ખાવાં એ સારૂ આહીઆં સર્વે ઔષધોનો સ સમાવેશ થતો નથી. માટે વૈદ્યે બીજા ગ્રંથમાં જોઇ લેવું.

## ॥ क्वाथादि क्रिया ॥

કાઢામાં ઔષધો નીત્ય ચાર તોલા ખાંડી તેથી સોળગણુ પાણી નાંખી, મંદાગ્નીથી પકાવવાં, અષ્ટમાંશ બાકી રહે ત્યારે અથવા આઠ તોલા બાકી રહે ત્યારે જરા જરા ઉષ્ણ રહે ત્યારે તે પાણી પીવું. ત્યા-પછી શંકરનુ સ્તવન કરવું. ક્વાથ ચુર્ણ ઇત્યાદી જે આપવું તે, કાળ, પ્રકૃતી, અવસ્થા, અગ્ની અને બળ, એ સઘળાઓનો પુરતો વિચાર, કરીને વૈદ્યે પોતાની બુદ્ધીને અનુસરી ઔશધ આપવું. પારો, ગંધક હરતાલ, વીગેરે શુદ્ધ કરી વાપરવાં. પારા ગંધકની કજ્જલી સારી રીતે ત્રણ કલાક સુધી ઘુંટવી એજ વિનંતિ.

# પ્રસ્તાવના.

પ્રાચીનકાળમાં વૈદકના કેટલાએક ગ્રંથો રચાયેલા છે. પરંતુ તે ભાષાનો પરીચય વધારે ન હોવાને લીધે તે ગ્રંથોમાં શું છે; તે બરોબર જાણી શકતા નથી. એટલુંજ નહીં પરંતુ કેટલાએકને તો તેના સત્યા સત્યનો પણ સંશય રહે છે તેકારણ માટે આ "વૈદ્યવલ્લભ" નામનો ગ્રંથ., પુર્વે મહાન કવિરાજ વૈદ્યશાસ્ત્રી. હસ્તી રૂચીએ મુલ શ્લોક સહીત. આ ગ્રંથના "આઠ" વિલાસથી રચેલોછે. તેમાં પ્રથમ. "૧" મંગલા ચરણથી પ્રારંભ કરીને વાતજ્વર. કફ જ્વર. પિત્તજ્વર આદી લઇ સર્વ પ્રકારના તાવ તથા તે ઉપર ચુર્ણ લેપ વિગેરેથી પ્રથમ વિલાસ પુરો કરેલો છે.

અને બીજા "૨" વિલાસમાં સ્ત્રિઓના ઉપચાગે લખેલા છે. તેમાં પ્રથમ. ગર્ભાધાન પ્રકરણ, ગર્ભવૃદ્ધિ. યોનીસંકોચ. વાનુ રોગ. સ્ત્રી યોનીથી નીકળતી શ્રાવ. જેને આપણ શાસ્ત્ર પદર કહેછે તે તથા સુતીકાદિ ગર્ભશ્રાવ આ સઘળા રોગોનો બીજા વિલાસમાં સમાવેશ છે.

અને ત્રીજામા "૩" ક્ષય. વિસ્ફોટક. કાસશ્વાસ, વિગેરે રોગોના ઉપચારો સાથે ત્રીજો વિલાસ સંપુર્ણ કરેલો છે. અને ચોથા વિલાસમાં "૪" પ્રમેહ, ધાતુક્ષય, અસ્મરી. આ રોગો સમાવેલા છે. તથા પાંચમા "૫" વિલાસમાં. અતીસાર, સોત્રવૃદ્ધી, કર્મી અને હર્ષાદી રોગોના ઉપચારો કહેલા છે. છઠ્ઠા વિલાસમાં "૬" રેચનાદી ક્રીયા. ઉદર રોગ, મંદાગ્ની. પાંડુ અને કમળાદી રોગોનો સમાવેશ થયેલો છે. અને સાતમા વિલાસમાં મુસ્તક રોગ, આદાશીશીનું મટવું તથા આંખમાં પડતી છાયા દુર કરવાને તથા તેજ વધવાને. તેમજ દંતરોગ. નાસુર. મુખરક્ત શ્રાવ એટલે મોઢામાંથી લોહીનું પડવું ઇત્યાદી. રોગોના ઉપચારો. આ સાતમા વિલાસમાં કહેલા છે. તથા આઠમા વિલાસમાં "૭" સાપનું વિષ તથા સોમલનું વિષ તથા ધંતુરાનુંવિષ તથા અફીણાદીનું વિષ તેઓ-

ને ઊતારવાને તથા મદન કામેશ્વર ગુટીકા તથા હરતાળાદિ પારાનું વિષ દુર કરવાને, ગ્રાનુકંપ. અને હિકા એટલે જેને આપણા લોકો વાયુણી કે હેડકી કહેછે. અને તે વારં વારે આવે છે. એટલુંજ નહીં પરંતુ તે સાથે ઉધરસી પણ જારૂ રહેછે. તે તથા મૃગી. જેને આપણા લોકો ફેફરૂં કહેછે. અને તે માણસ વાયુથી બેસુદ્ધ થઇ જીવ જવાનો સંભવ થાય છે. આ સઘળા રોગો સાથે આઠમોવીલાસ સંપુર્ણ કરેલો છે અને આઠે વીલાસનું ગુજરાતી ભાષાન્તર મેં મારી અલ્પબુદ્ધીથી કરેલું છે તથા આ મારૂ પહેલું પ્રયત્ન છે જેથી કરી ભાષાન્તર વીગેરેમાં દોષ રહ્યો હોય તો માફીરૂપી બક્ષીસ ગુણને ગ્રહણ કરવા વિદ્વજનો મારા ઉપર કૃપાવંત થશો એવી આશા રાખું છું.

આ ગ્રંથનું ભાષાન્તર કરવામાં નાને મારા પ્રીયમિત્ર પંડયા નાથજી બાપુજી તથા દવે નાથજી જેઠાનંદ તથા ઉપાધ્યા. મુલજી નારાણજી એઓના તરફથી મને લખવા વાંચવામાં ઘણી મદદ મળેલી છે માટે તે સાહેબોનો ઘણો આભારીછું.

લી. વૈદ્યશાસ્ત્રી. મેહેતા. ગૌરીશંકર પિ. લલ્લુભાઇ વેજલપુરવાળા. હાલ ડાકોરના. ટીકા કરનાર. એમની પાસેથી સર્વ હક સમર્ધા વેચાણ લઇને છપાવી પ્રશીધ કરનાર. બુ. ત્રીભોવન રણછોડ.

# ॥ अनुक्रमणिका ॥

विषयाः     १ प्रथमो विल्लास.     पृष्ठांङ्काः

## २ द्वितीयो विल्लास.



## ३ त्रतियो विल्लास.

## ४ चतुर्थो विल्लास.



## ५ पंचमो विल्लास.



## ६ शष्टमो विल्लास.

## ७ सप्तमो विल्लास.

## ८ अष्टमो विल्लास.

# वैद्यवल्लभ.

---

## ॥ मंगलाचरणम् ॥

### श्लोकः

सरस्वतींहृदिधृत्वा नत्वाश्रीगुरुपंकजं ॥
सहस्तिरुचिनावैद्य वल्लभोयंविधियते ॥१॥

સરસ્વતી હૃદયને વિશે ધારણ કરીને, ગુરૂના ચરણ કમળને નમસ્કાર કરી હસ્તિરૂચિ કવિ વૈદ્યવલ્લભ નામના ગ્રંથનો પ્રારંભ કરે છે.

पूर्ववैद्यवरोवुध्या विधायरोगनिर्णयं ॥
पश्चात्साध्यगदंगत्वा ततोभैपज्यमारभेत्॥२॥

પ્રથમ વૈદ્યે પોતાની બુદ્ધિવડે કરીને શાસ્ત્રના અભિપ્રાયને સમજી મનુષ્યના દેહમાં કયો રોગ છે તેનો નિશ્ચય કરવો. ત્યાર પછી રોગી સાધ્ય હોય તો ઔષધ આપવું અને જો અસાધ્ય હોય તો ઔશધ આપવું નહીં.

यतःसकलरोगेपु प्रायशोवलवान्ज्वरः ॥
तस्मात्तद्रोगनाशार्थं प्रोच्यतेहितदौशधं॥३॥

સર્વ રોગમાં બહુધા પ્રકારે કરી તાવ બળવાન છે. તે રોગના નાશના હેતુ માટે એટલે તાવ જવાને ઔશધ કહું છું.

पूर्वंज्वरेसदाकुर्यात् रेचनंरोगशान्तये ॥
पश्चाल्लंघनभैषज्यं कुर्वाणोजायतेसुखी॥४॥

પ્રથમ જ્વરને વિષે નિરંતર રેચ આપવો કારણ કે તેથી તાવની શાંતી થાયછે. ત્યારબાદ લાંઘો કરાવવાથી તાવવાળો માણસ સુખી થાયછે.

॥ अथ वातज्वरे क्वाथः* ॥

अमृतानागरंमुस्ता निशिधन्यसमानकैः ॥
वातज्वरेप्रदातव्यो कणायुक्तैकषायकः ॥५॥

ગળો, સુંઠ, મોથ, હળદર, ધમાસો, એ સર્વ સમ ભાગે લઈ પીંપર સાથે ક્વાથ આપવાથી વાયુથી થયેલા તાવનો નાશ થાયછે.

॥ अथ पित्तज्वरे क्वाथः† ॥

द्राक्षारग्वधोमुस्ता रेणुपथ्याजलैःसमं ॥
क्वाथोमधुयुतोहन्ति ध्रुवंपिज्वरंमहत् ॥६॥

દ્રાક્ષ, ગરમાળાનો ગોળ, મોથ, પીતપાપડા, હરડ, અને વીરણોના વાળા, એ સર્વે સમાન ભાગે લઈ તેનો ક્વાથ કરી મધસાથે પીવાથી પીત થકી ઉત્પન્ન થયેલા તાવનો નાશ થાયછે.

॥ अथ कफज्वरे क्वाथः[1] ॥

वासाग्रंथिकतिक्तांभो धरधन्वयधान्यकैः ॥
विश्वौषधान्वितोक्वाथःकफज्वरविनाशकृत् ॥७॥

અરડુસી, પીપરીમુળ, (ગંઠોડા), કડુ, મોથ, ધમાસો અને

---

* સરીરમાં કંપ થાય, ગળુ સુકાયા કરે, હાથ પગ જડ જેવા થઈ જાય, ઈત્યાદિ વાતજ્વરનાં લક્ષણ છે.

† અંગોમાં બલતરા તરસ અને ઉલટી ઇત્યાદિ પીતજ્વરના.

૧ ઉઘવું વધારે, ઉધરસ, મલમુત્રનું ધોળાપણું, નાકમાંથી પાણી ઝરવું, એ કફજ્વરનાં લક્ષણ.

ધાણા એ સમાન ભાગે લઈ તેનો ક્વાથ કરી સુંઠ સાથે પીવાથી કફ થકી થયેલા તાવનો નાશ થાયછે.

## ॥ अथ वेलाज्वरे क्काथः ॥

मुस्तामृतानागरधन्वधात्री ।
क्षुद्रायुगंनिंबज भृंगराजैः ॥
समानभागैर्मधुनासमेतम् ।
वेलाज्वरं हन्तिकृतः कषायः ॥८॥

મોથ, ગળો, સુંઠ, ધમાસો, આંમળાં, ઉભી રીંગણી, ભોંયરીંગણી, લાંબડાની છાલ અને ભાંગરો એ સમાન ભાગે લઈ ક્વાથ કરી મધ સાથે પીવાથી નીયમીત વખતે આવતો તાવ દૂર થાયછે.

## ॥ अथ वातपित्तज्वरे क्काथः ॥

मुस्तानागर भूनिंब रेणुछिन्नोद्भवैसमं ॥
क्काथोयंपंचभद्रेषु वातपित्तज्वरापहः ॥९॥

મોથ, સુંઠ, કરિયાતુ, પીતપાપડા, ગળો, એ સર્વનો પંચ ભદ્ર નામનો ક્વાથ પીવાથી વાતપિતથી ઉત્પન્ન થયેલા તાવનો નાશ થાયછે.

## ॥ अथ कफपित्तज्वरे क्काथः ॥

धान्यकंशालिलंमुस्ता निशापथ्याद्विजीरकौ ॥
कफपित्तज्वरेक्काथःप्रोक्तोयंकाविहास्तिना ॥१९॥

ધાણા, તગર, મોથ, હળદર, મોટી હરડ, જીરૂ, શાહજીરૂ, એ સમાન ભાગે લઇ તેનો ક્વાથ કરી પીવાથી કફ પિત્તથી ઉત્પન્ન થયેલો તાવ દૂર થાયછે એ પ્રમાણે ગ્રંથકાર હસ્તિ કવિ કહેછે.

## ॥ अथ शीतज्वरे क्वाथः ॥

चक्रांकामृतदद्रुघ्न वृषानिर्गुन्डिकैःसमं ॥
भृंगराजौषधीक्वाथो हन्तिशीतज्वरंध्रुवं ॥११॥

કાંસકી, ગળો, કુંવાડીયા, વૃષ, નગોડ, ભાંગરો, અને સુંઠ એ સર્વે સમાન ભાગે લઈ તેનો ક્વાથ કરી પીવાથી ટાઢીયો તાવ નાશ થાયછે.

## ॥ अथ चातुर्थिक ज्वरे ॥

जीर्णेनघृतयुक्तेन रामठस्यचनस्यते ॥
दुग्धेनत्रिफलापानात्हन्तिचातुर्थिकज्वरं १२

જુના ઘીમાં હીંગ નાંખી વારંવાર નાસ લેવાથી ચોથીઓ તાવ દૂર થાયછે. તથા દૂધ સાથે ત્રીફળાં (હરડાં બેડાં. આંમળાં.) પીવાથી ચોથીયો તાવ મટેછે.

## ॥ अथ दोषज्वरे लेपः ॥

सर्षपानिंबपत्राणि हिंगुसर्पस्यकंचुकी ॥
गुग्गुलेनकृतोलेपोदेयोदोषज्वरापहः ॥१३॥

સરશવ, લીંમડાનાં પાંદડાં. હીંગ. સાપની કાંચળી, અને ગુગળ એ સમાન ભાગે લઈ શરીરે લેપ કરવાથી દોષ થકી થયેલા તાવનો નાશ થાયછે.

## ॥ अथ एकान्तर ज्वरे ॥

रसोधंतुरपत्रस्य पलार्धंदधिनासह ॥
पिलामधुध्रुवंहन्ति महदेकान्तरज्वरं ॥१४॥

દહીં મધ્યે ધંતુરાના પાપનો રસ એક ૧પલાર્ધ નાંખવો અને તેમાં મધ મેળવી ચાટવાથી બળવાન એકાંતરીયો તાવ મટે છે.

॥ अथ मरुतपित्तकफोद्भूत[2] सन्निपाते ॥

भूनिंब निंबामृत दारु पथ्या ।
कृष्णा निशा युग्म फलत्रयंच ॥
वातारिमूलं त्रिकटु प्रियंगु ।
रास्नार्क मूलं क्रमिशत्रुतिक्तैः ॥१५॥
एतेषांविहितोक्काथ दशमूलयुतोपिबेत् ॥
मरुतपित्तकफोद्भूतं सन्निपातरुजंहरेत् ॥१६॥

કરીયાતુ, લીંબડાની છાલ, ગળો, દેવદાર, હરડે, પીંપર, હળદર આંબા હળદર, ત્રિફળા. (હરડાં બેડાં આમળાં) એરંડાનું મુળ, ત્રિકટુ (સુંઠ–મરી–પીપર) કાંગ, રાસ્ના, આકડાનું મુળ, વાવડીંગ, કડુ. એની સાથે દશ મુળ લઈ ઉકાળી પીવાથી વાત પીત અને કફ થકી થયેલો સન્નિપાત મટેછે.

॥ अथ त्रातियज्वरे ॥

श्वौसतावरिमूलं कन्यासूत्रेणवेष्टितं ॥
स्थितंकरेचकंठेतु त्रातियज्वरनाशकृत् ॥१७॥

રવિવારે શતાવળીનું મુળ લઈ કુંવારી છોકરીએ કાંતેલા સુતરવડે વીંટી ગળે બાંધવાથી ત્રીજે દીવસે આવતો તાવ નાશ થાયછે.

---

૧ ધંતુરાના પાનનો રસ એક પલાર્ધ કહ્યો છે પરંતુ તે માણસની શકતી પરમાણે આપવો.

૨ છભનો કાળો રંગ, હાડકાં દુખવાં, ક્ષણમાં બલતરા ક્ષણમાં તાઢ ગાવા નાચતાદિ ચેષ્ટા.

## ॥ अथ कासश्वासे क्काथः ॥

कृष्णामृता नागर दारु सिंहि ।
भार्गिधना ग्रंथिकपुष्कराह्वैः ॥
सश्वासकासेन युतज्वरोपि ।
कृत:कषायोपवनापहारी ॥१८॥

પીપર, ગળો, સુંઠ, દેવદાર, રીંગણી, ભારંગ, ધાણા, ગંઠોડા, એરંડાનું મુળ, ચિત્રો એ સર્વ સમાન ભાગે લઈ તેનો ક્વાથ કરી પીવાથી ઉધરસ અને શ્વાસથી ઉત્પન્ન થયેલો તાવ કાસશ્વાસને લઈને જાયછે.

## ॥ अथ अतिसारज्वरे ॥

विश्वासर्जरसोपेताधातुकिश्रीसमानकैः ॥
चुर्णयास्तोदकेपानादतिसारज्वरंहरेत् ॥१९॥

સુંઠ, રાળ અને ધાવડીનાં ફુલ એ સમાન ભાગે લઈ ટાઢા પાણી સાથે ફાકવાથી અતિસાર સાથે તાવનો નાશ થાયછે.

## ॥ अथ सर्वज्वरे अंजनं ॥

हिंगुनिंबस्यबिजंतु कृष्णसर्पस्यकंचुकी ॥
संघ्रष्टंखरमूत्रेण अंजनंसर्वतापजित् ॥२०॥

હીંગ, લીંબડાની લીંબોળીઓ, પીપર, અને કાળા સાપની કાંચળી એ સર્વ એકત્ર કરી ગધેડાના મુત્રમાં ઘસી આંખમાં આંજવાથી સર્વ જાતના તાવ દુર થાયછે.

किरातलवणंसुंठि कुष्टचंदनवालुकैः ॥

वस्त्रेणगालितोलेपो सर्वज्वरविनाशकृत् ॥२१॥

કરિયાતુ, મીઠું, સુંઠ, ઉપલેટ, સુખડ, અને વાળા એ સર્વ વાટી વસ્ત્ર ગાળ કરી લેપ કરવાથી સર્વ પ્રકારના તાવનો નાશ થાયછે.

॥ अथ सर्व ज्वरे गुटिका ॥

टंकणंमरिचंकृष्णा हंसपाकविशस्समं ॥
आर्द्रोदकेनदातव्यं गुटिसर्वज्वरापहा ॥२२॥

ટંકણ, મરી, પીપર, હીંગળોક, વછનાગ, એ સમાન લઈ તેનું ચુર્ણ કરી આદાના રસમાં ગોળી બાંધવી. એ ગોળી આપવાથી સર્વ પ્રકારના તાવ મટે છે.

॥ अथ सर्व ज्वरे चूर्ण ॥

दिप्या भया रामठ वन्हि विश्वा ।
क्षारद्वयं जीरक युग्म कृष्णा ॥
फलत्रयं संचल संधवं च ।
कृतंहि चूर्ण ज्वर नाशकारि ॥२३॥

અજમો, હરડે, હિંગ, ચિત્રા, સુંઠ, બે જાતના ખાર, જીરૂ, શાહજીરૂ, ત્રીફળા, સંચળ, સંધવ એ સર્વ સમાન ભાગે લઈ તેનું ચૂર્ણ કરી ફાકવાથી સર્વ પ્રકારના તાવનો નાશ થાયછે.

॥ अथ सर्व ज्वरे काथः ॥

छिन्नोद्भवा नागर निंबवासा ।
तिक्ता भया पुष्कर भ्रंग धन्वैः ॥
कृतः कषायो मधुना विमिश्रो ।

सर्व ज्वरं हन्ति कृतः कषायः ॥२४॥

ગળો, સુંઠ, લીંમડાની છાલ, અરડુસી, કડુ, હરડે, એરંડાનું મુળ, ધમાસો. એ સર્વેનો ક્વાથ કરી મધ સાથે પીવાથી સર્વ જાતના તાવનો નાશ થાયછે.

कुभोग्रानं तपश्चादनिलरिपुजटा तिक्तक त्रायमाणैर्मुंडिपंचोषणेनान्वित वृहतियुगं गुग्गुलं वाजिगंधा तर्कारिशिग्रुपाठाशठि चक्रामिरिपुर्द्वहरिद्राख्यातिक्तैः वासामुस्ता जमोदामरतरुरसनाश्रंगीकंगोक्षुरंच॥२६॥ क्वाथोद्वात्रिंशनामाचरकऋषिमतोकुब्जकाख्यप्रसिद्धोहन्यादेकादिन् ज्वरसकलरुजान् सन्निपातान् समग्रान् पांडुशोफोदराशैं व्रणगदगुदजान् कुष्टकंडुप्रकंपान् कुब्जाप्लिहोर्ष गुल्मग्रहणीगुदगजान् सर्वसन्धिस्थिवातान् ॥२६॥

કુબો, વજ. ધમાશો, એરંડાનું મુળ, જટામાંશિ, કડુ, ત્રાયમાણ, બોડીયો કલાર, પંચોપણ, (પિંપર ગંઠોડા, ચવક, ચિત્રો, સુંઠ,) ઉભી રીંગણી, ભોય રીંગણી, ગુગળ, ધોડાવજ, અરણી, સરગુઓ, પહાડનું મુળ, પઠકચુરો, વાવડિંગ, હળદર, આંબાહલદર, અરડુસી, મોથ, અજમોદ, દેવદાર, રાસ્ના, કાકડાશીંગ, અને ગોખરૂ એ બત્રીશ રકમોનો ક્વાથ ચરક રૂપિએ કહેલો પીધાથી

નીચે પ્રમાણે ગુણ થાયછે. તેમાં મુખ્ય ફુબોછે. આ ક્વાથ રોજ આવતા તાવને તથા એકાંતરીયા તાવને તથા બે આંતરીયા તાવને મટાડે છે તથા એ ત્રણ તાવોથી ઉત્પન્ન થયેલા સન્નિપાતને જડ-મુળથી ઉખેડી નાંખેછે એટલુંજ નહિ. પરંતુ પાંડુરોગ, સોજો, વ્રણ. ગુદરોગ, કોઢ, ખસ, કંપવાયુ, હરસ, ગુલ્મવાયુ, સંગ્રહરણી, અને સર્વ જાતના સંત્રિવાને મટાડે છે.

## ॥ अथ ज्वरारिरसज्वरोपरि ॥

गंधकंस्वर्णाविजानि तालनागरसोषणैः ॥
मनशिलांचकारेली रसेनगुटिकाकृता ॥२७॥
श्रंगवेररसेनैका दत्तासर्वज्वरापहा ॥
आध्मानुसितमंदाग्नि कफव्याधिविनासनि॥२८

ગંધક, ધંતુરાનાં બીજ. હડતાલ, વત્સનાગ, પારો, મરીયાં, મનસળ એ સર્વને એકત્ર ખલ કરી તેની કારેલીના રસમાં બે-વાલપુર ગોળી બાંધવી, તેમાંથી એક ગોળી આદાના રસ સાથે આપવાથી સર્વ પ્રકારના તાવ, આફરો, વાયુ, જઠરાગ્નિની મંદતા, અને કફના વ્યાધિ દુર થાયછે.

इतिश्री वैद्यवल्लभेहस्तिरुचिकविविरचिते सर्वज्वरप्रतिकारनिरुपणोनामप्रथमोविल्लास।१।

હસ્તિરૂચિ કવિએ રચેલા ગ્રંથ વૈદ્યવલ્લભને વિષે સર્વ તા-વના ઉપચારો સાથે પહેલો વિલ્લાસ પુરો થયો.

## ॥अथ युवतिरोगप्रतिकारोप्रोच्यते ॥

### ( સ્ત્રીયોના રોગ વિષે )

### ॥ अथ गर्भधारणप्रयोग ॥

सगर्भामाहिषीदुग्धं अजामूत्रेणयापिबेत् ॥
सानारीलभतेगर्भं सहस्तिकविनामते ॥ १ ॥

જાભણી ભેંસનુ દુધ બકરીના મુત્ર સાથે પીવાથી સ્ત્રીને ગર્ભ ધારણ થાયછે; એ પ્રમાણે ગ્રંથકાર હસ્તિરૂચિ કવિ કહેછે.

ऋतोरुद्रजटानित्वा गोघृतेनचयापिबेत् ॥
सानारीलभतेगर्भं सहस्तिकविनामते ॥ २ ॥

રજસ્વળા થયા પછી સ્ત્રીએ વડની મુળીઓ લઇ ગાયના ઘીમાં ઘશીને પીવાથી સ્ત્રીને ગર્ભ ધારણ થાયછે; એ પ્રમાણે હસ્તીરૂચિ કવિ કહે છે.

नागकेशरसंयुक्तं जीरकंगोघृतेनच ॥
त्रिदिनंयापिबेन्नारिसगर्भाभामिनिभवेत् ॥ ३ ॥

નાગ કેસર અને જીરૂ એ બન્ને ગાયના ઘીમાં ત્રણ દિવસ સુધી પીવાથી સ્ત્રીને ગર્ભ ધારણ થાયછે.

समूलपत्रसर्पाक्षी रविवारेसमुद्धरेत् ॥
एकवर्णगवांक्षिरैः कन्याहस्तेनमर्दयेत् ॥ ४ ॥
ऋतौकालेपिबेतवंध्या पलार्धंदिनसप्तकं ॥
क्षिरशाल्योदनंपित्वा मिष्टाहारप्रदापयेत् ॥५॥

उद्वेगभयशोकार्तिं दिवानिद्रादिवर्जयेत् ॥
नकर्माक्रियतेकिंचित् हनंसिशितताषयोः॥ ६ ॥
एवंसप्तदिनंकुर्यात्वंध्या भवतिगर्भिणि ॥
चक्रांकावारिणापित्वा सगर्भाभामिनिर्भवेत् ।७

રવીવારને દીવસે પંચાંગ સહિત સરપંખાનું મુળ ઉપાડી લાવીને એક રંગી ગાયના દુધસાથે પરણ્યા વગરની છોકરી પાસે ઘસાવવું તેમાંથી અર્ક પલાવે વાંઝણી સ્ત્રીએ સાત દીવસ સુધી પીવું તેથી ગર્ભ ધારણ થાયછે. ને ઉપર ગાયનું દુધ ડાંગરના ચોખા અને સારો મીષ્ટ આહાર કરવો. ઉદ્વેગ, શોક, ભય, દીવસે નીદ્રા, તાઢ અથવા અતીશે તાપનું સેવન કરવું નહીં, કાંસકીના જડ પાણી સાથે પીવાથી ગર્ભ ધારણ થાયછે. આ પ્રમાણે ગ્રંથકાર હુસ્તીરૂચિ કવિ કહેછે.

पार्श्वपिप्पलिबीजस्य चुर्णखंडाघृतेनच ॥
यापिबेदृतुकालेषु सानारिलभतेसुतं ॥ ८ ॥

અટકાવ આવે ત્યારે જે સ્ત્રી પારસપીપળાનાં બીજ ખાંડ અને ઘી સાથે પીએ તો ગર્ભ ધારણ કરેછે.

॥ अथ गर्भवृद्धिप्रयोगः ॥

धातुकिपुष्पनिरंतु प्रदेयंसितयासह ॥
दिनत्रयकृतोनार्यापतः गर्भश्चातिष्टति ॥ ९ ॥

ધાવડીનાં ફુલ અને સાકર તાઢા પાણી સાથે ત્રણ દીવસ પીવાથી સ્ત્રીનો પડતો ગર્ભ સ્થિર રહેછે.

तिलाश्वशर्करापद्मकं देनमधुनान्वितं ॥

सतायंभक्षितावुध्यापतःघर्भश्चातिष्टति ॥ १० ॥

તલ, સાકર, અને કમળનો કંદ, એ ત્રણ વસ્તુઓ મધ સાથે નીરંતર ગર્ભિણી સ્ત્રીએ સેવન કરવી તેથી પડતો ગર્ભ સ્થિર રહેછે.

॥ अथ गर्भवृद्धिप्रयोगः ॥

वरिविश्वाश्वगंधाच मधुकंभ्रंगराट्समैः॥
अजादुग्धेनपानाश्च नार्यागर्भस्यवृद्धिकृत् ।११।

સતાવરી, સુંઠ, આસન, જેઠીમધ, અને ભાંગરો એ સમાન ભાગે લઈ બકરીના દૂધ સાથે પીવાથી સ્ત્રીના ગર્ભની વૃદ્ધિ થાયછે.

शीतोदकेनदेयानि जाशुसकुशमानिच ॥
तस्माद्भवतिनारिणां, गर्भवृद्धिसुनिश्चितं ॥१२॥

જાસુદીનાં ફુલ ઠંડા પાણી સાથે ગર્ભિણી સ્ત્રીને આપવાથી ગર્ભની પુષ્ટિ થાયછે.

॥ अथ योनिसंकोचप्रयोगः ॥

कटुतुंबिसुपत्राणि लोध्रयुक्तानिमर्दयेत् ॥
कारयेत्गुटिकातस्मात् योनिसंकीर्णताभवेत् ।१३

કડવી તુમડીનાં બાજ અને લોધર એ બંનેને ખલ કરી તેની ગોળી કરી યોનિમાં રાખવાથી યોનિ સંકોચ પામેછે

त्रिफलाविजयालोध्र सदुग्धादाडिमत्वचा ॥
समांशैःचुर्णयेत्सर्वं तर्कारिरसभावितं ॥ १४ ॥
पश्चात्तस्यगुटिंकृत्वा नक्तंवाधारयेत्भगे ॥
तस्माद्भवतिसंकीर्णं सुंदर्यास्मरमंदिरं ॥१५॥

ત્રિફળા, ભાંગ, લોધર, દુધેલી, અને દાડમની છાલ એ સમાન ભાગે લઈ અરણીના રસ સાથે ગોળી કરી રાત્રીને વીશે સ્ત્રી યોનિમાં રાખે તો યોનિ સંકોચ પામેછે એટલે સાંકડી થાયછે.

॥ अथ स्त्री धातुरोगे ॥

धात्रिधन्वकानिरंतु शर्कराजीरकेनच ॥
भामिनिभगविर्यस्य वंधंसृजातिसत्वरं ॥१६॥

આંમળાં, ધમાસો, વાળા, સાકર, અને જીરૂ એ સમાન ભાગે લઈ તેનું ચુર્ણ કરી ફાકવાથી સ્ત્રીના ધાતુ રોગને જલદીથી મટાડે છે.

मधुकैलालकंपथ्या काथोगोक्षुरकैःसमं ॥
प्रतिवासशितादानात् सुंदर्याधातुरोगाजित् १७

જેઠીમધ. ઈલાયચી, હરડ, ગોખરૂ, અને પટવાસ, એ સર્વે જણસોનો ક્વાથ કરી સાકર નાંખી પીવાથી સ્ત્રીનો ધાતુરોગ મટેછે.

॥ अथ गर्भपात्प्रयोग ॥

विश्वौषधात् पंचगुणंरसोनकं
उत्काल्यनार्या त्रिदिनंप्रपायेत् ॥
गर्भस्यपातो प्रभवेत्सुखेन ॥
योगोयमेतत्कविहास्तिनामते ॥१८॥

पिप्पालिपिप्पालिमुलं क्षुद्रानिर्गुंडिकासमैः ॥
गवाक्षिसंयुतोकाथोनार्याःगर्भस्यनाशकृत्॥१९॥
गुंजाचूर्णसमादाय जलेनपलमानतः ॥

त्रिदिनंक्रियतेनार्याःगर्भपातोभवेत्ध्रुवं ॥ २० ॥
अलसितैलमुत्काल्य गुडयुक्तेनदापयेत् ॥
गर्भपातोऽहिनारिणां सद्योभवतिसत्वरं ॥ २१ ॥
गुग्गुलंपलमानंतु तैलेनोत्काल्ययापिबेत् ॥
सानारिनिजभ्रुणस्य सुखेनपतनंकरोत् ॥ २२ ॥
गवाक्षिमूलमादाय याद्वतस्मरमंदिरं ॥
भ्रुणपातोभवेत्स्त्रीणां योगोयंकनिहस्तिना ।२३।
शिवाफलस्यमज्यानि पलमात्रादिनत्रयं ॥
शितयासमदानाश्च स्त्रीणांपुष्पंचगच्छति ॥२४॥
दुग्धामूलमजादुग्धं कामिन्यादिवसत्रयं ॥
काहितंकाविनासम्यकस्त्रीणांपुष्पंनिवर्त्तते ॥२५॥
पुष्यार्कस्वर्णमूलंतु गृहित्वाकटिबंधनं ॥
कदानोत्पद्यतेभ्रुणं रंडावेश्यादियोषितां ॥२६॥
रक्षापालाशबिजस्य पित्वाशितेनवारिणा ॥
नभ्रुणंलभतेनारि सहस्तिकविनामते ॥ २७ ॥
उत्काल्यबद्रिलाक्षा तैलेनसहयापिबेत् ॥
द्विकर्षप्रमाणसानार्या नगर्भेलज्जतेपुनः ॥२८॥
रामठेनयुतंतैलं यापिबेत्दिनपंचकं ॥

हस्तिनाकथितंतस्मात् कदागर्भोनजायते।२९।
गुडतैलेनसंयुक्तं चूर्णचित्रकसंभवं ॥
त्रिदनंकार्यतेनार्या पुनर्गर्भोनजायते ॥ ३० ॥
कारेलीरसपानाश्च मार्वाजीर्णगुडेनच ॥
सुष्कजासुसपुष्पाणि त्रिभिर्गर्भोनजायते ॥३१॥

ઉપરના શ્લોકોનો અર્થ અસભ્યતાના ડરથી પ્રસિદ્ધ કર્યા નથી.

॥ अथ स्त्रीरक्तवातेउपचार ॥

कलिंग्गातिविषाव्योप बिल्वमुस्ताचधातुकी ॥
चूर्णमेषांकृतंनार्या रक्तश्रावंहरेत्ध्रुवं ॥ ३२ ॥

ઈંદ્રજવ, અતિવિષનીકળી, વ્યોસ, બીલી, મોથ, અને ધાવડી. એ સમાનભાગે લઇ તેનું ચૂર્ણ કરી ખાવાથી સ્ત્રીઓનો લોહીવા મટે છે.

जलेनकेतकीमूलं संघृस्याशितयासह ॥
कारितंकविनानार्या रक्तश्रावंनिवर्त्तते ॥३३॥

કેતકીનું મૂળ પાણીસાથે ઘસી સાકર સાથે પીવાથી સ્ત્રીનો લોહીવા મટે છે.

॥ अथ रोमपात प्रयोगः ॥

केशानुत्माद्यपुर्वंहि स्नुहिदुग्धंप्रलेपयेत् ॥
कविनाकथितंसम्यक्योनिरोमानियोषिताम्३४

વાળ ઉપાડીનાંખી તે ઉપર થોરનું દૂધ ચોપડવાથી યોનિ ઉપરના વાળ ફરી ઉગતા નથી. એમ ગ્રંથકાર હસ્તી રૂચિ કવિ કહે છે.

सुधाकुर्कुटविष्टाच श्रृंखलाकनकंरसं ॥
अश्वमूत्रेणसंलेपो रोमनाशस्तदाभवेत ॥३५॥

કળીચુનો, મરઘડાની હગાર, શંખલા, એ સમભાગે લઈ તેનું ચુર્ણ કરી ધતુરાના પાનના રસમાં ગોળી બાંધવી અને તેને ઘોડાના મૂત્ર સાથે ઘસી ચોપડવાથી ચોની અગર બીજી જગ્યાના વાળ ખરી પડેછે.

॥ अथ नष्टपुष्पआगमनप्रयोगः ॥

हिंगुचसंचलंव्योपं भार्गीचूर्णसमानकैः ॥
उष्णानिरेणनारिणां नष्टपुष्पंलभेत्पुन ॥ ३६ ॥

હિંગ, સંચલ, વ્યોસ, (મરિ, સુંઠ, પીપર) ભારંગ એ સમાનભાગે લઇ તેનું ચુર્ણ કરી ઉના પાણીસાથે ફાકવાથી સ્ત્રીનું ગયેલું પુષ્પ ફરીથીઆવેછે.

॥ अथ योनिशोफरोगेउपचार ॥

सुंठिपुनर्नवामूलं संघृष्टंछागीसर्पिषा ॥
लेपतोनरसंगोयं योगोशोफहरेत्ध्रुवं ॥ ३७ ॥

સુંઠ, અને સાટોડીના મૂળને બકરીના ઘીસાથે ઘસી સ્ત્રીની ચોનિ ઉપર ચોપડવાથી સંભોગ થકી થયેલા સોજાનો નાસ થાય છે.

બીજું સાટોડીના પાનનું બીડું કરી ચોનીમાં રાખવાથી પ્રસવથી થયેલા શૂળનો નાશ કરેછે.

॥ अथ सुतिकारोगेक्वाथः ॥

तिक्तदारूवचाशिग्रु त्रिकटुराविमूलकैः ॥
दशमूलयुतोक्वाथो सुतिकासर्वरोगजित् ॥३८॥

કડુ, દેવદાર, વજ, સરગુઆ, ત્રીકટુ, અને આકડાનું મૂળ

તેની સાથે દશમૂળ, એનો ક્વાથ કરી પીવાથી સુવાવડી સ્ત્રીના બધા રોગો નાશ થાયછે.

## ॥ अथ प्रदररोगे ॥

शितासर्जरसोपेता त्रिफलानिरपानतः॥
उष्णवातंचप्रदरं स्त्रीणांपित्तरुजंहरेतः ॥ ३९ ॥

સાકર, રાળ, ત્રીફળા, એ સમાનભાગે લઈ પાણીમાં પીવાથી પ્રદર, પીત અને ઉષ્ણવાયુ મટે છે.

इतिश्री वैद्यवल्लभेहस्तिरुचिकविविरचिते
स्त्रीरोगप्रातिकारोनाम द्वितियोविल्लास ॥ २ ॥

હસ્તિ રૂચિકવિએ રચેલા વૈદ્ય વલ્લભ નામના ગ્રંથને વિષે સ્ત્રીરોગો સબંધી બીજો વિલ્લાસ પુરો થયો.

---:-:---

## ॥ अथ कासश्वासेगुटिका ॥

पारदंगंधकंनागं सव्योषसनलैःसमं ॥
शीघ्रुरसेनसंचूर्णं प्रदेयात्भावनादशः ॥ १ ॥
पुनःपत्ररसेनैव चार्द्रकस्यरसेनच ॥
मरीप्रमाणंकफाजित् कार्यासागुटिकोत्तमा॥२॥

પારો, ગંધક, વછનાગ, ત્રીકટુ, અને ચિત્રાની છાલ એ સમાન ભાગે લઈ સરગુઆના રસના દસપુટ આપવા, ત્યાર પછી નાગરવેલનાં પાનના રસની તથા આદાના રસની ભાવના આપવી અને તેની મરી જેવડી ગોળી કરવી એ ગોળી ઉધરસ તથા કફને મટાડે છે એમાં સંશય નહિં.

मंदाग्निकफरोगेषुकासश्वासेविशेषतः ॥

आध्मानपवनार्तौच प्रदेयात्सुखकारिणी ॥३॥

ઉપર કહેલી ગોળી મંદાગ્ની, કફ, કાસશ્વાસ, આફરો, તથા પવનથી થયેલી પીડાને મટાડે છે.

लवंगमरिचोतुल्यो त्रिफलासारतत्समैः ॥
बर्बुलस्यत्वचाकार्या गुटिश्वासकफापहा ॥४॥

લવંગ, મરી, ત્રીફળા, અને ખેરસાર, એ સર્વ સમાન ભાગે લઈ બાળ બીલીની છાલનો રસ કાઢી તેમા ગોળી બાંધવી. એ ગોળી કાસ શ્વાસ તથા કફ રોગને દૂર કરછે.

लवंगत्रिकटुनाग श्रंगीक्षुद्राविभितकैः ॥
कन्यारसेनगुटिका कासश्वासनिवारिणी ॥५॥

લવંગ, ત્રિકટું, વછનાગ, કાકડાશીંગ; ભોંયારીંગણી, અને બેડાં એ સર્વ સમાન ભાગે લઈ કુંવારના રસમાં ગોળી બાંધવી. તેનું નામ લવંગાદિ ગોળી છે અને તે કાસ શ્વાસને મટાડે છે.

त्रिकटुटंकणंनाग पत्रेणाक्रियतेगुटि ॥
मरिप्रमाणकफजित् नाम्नात्रिपुरभैरवी ॥६॥

ત્રિકટું, ટંકણ અને વત્સનાગ* એ સમાન ભાગે લઈ નાગરવેલના પાનના રસમાં તેની મરી જેવડી ગોળી બાંધવી તેનું નામ ત્રિપુર ભૈરવી છે અને તે વિશેષે કરી કફનો નાશ કરેછે.

॥ अथ कासश्वासेचूर्ण ॥

त्रिकटुत्रिफलावेल्लरास्नादारुबलान्वितैः ॥
सक्षौद्रेणकृतंचूर्णं कासश्वासकफापहं ॥७॥

ત્રિકટુ, ત્રિફળા, વાવડીંગ, રાસ્ના, દેવદાર, અને બળ બીજ

* વછનાગને બદલે આ ઠેકાણે અફીણ વાપરવું એ ઘણું ઉત્તમ છે.

એ સર્વ સમાન ભાગે લઈ તેનું ચુર્ણ કરી મધ નાંખી ખાવાથી કાસશ્વાસ તથા કફનો નાશ થાયછે.

## ॥ अथ कासश्वासे क्वाथ ॥

वासानागरमुस्तानि भार्गिभूनिंबनिंबजैः ॥
समधुसहितोक्वाथः श्वसनंकसनंहरेत् ॥८॥

અરડુશી, સુંઠ, મોથ, ભારંગ. કરીયાતુ, અને લીમડાની છાલ, એ સર્વ સમાન ભાગે લઈ ક્વાથ કરી મધસાથે પીવાથી કાશશ્વાસનો નાશ થાયછે.

## ॥ अथ कासश्वासेगुटिका ॥

फलत्रयंनागरदारुकृष्णा ॥
विपाभयावेल्लसुवर्णबिजैः ॥
दिनत्रयंभ्रंगरसैर्विमर्द्य ॥
कार्यागुटिश्वासकफापहारि ॥९॥

ત્રિફળા, સુંઠ, દેવદાર, પીપર, અતિવીષની કળી, હરડ, વાવડિંગ અને ધંતુરાનાં બીજ એ સર્વ સમાન ભાગે લઇ ત્રણ દિવસસુધી ઘુંટી તેની ગોળી બાંધવી. એ ગોળી શ્વાસ તથા કફનો નાશ કરેછે.

## ॥ अथ कासश्वासेअवलेहः ॥

सगुडोकटुतैलेन वलेहश्वासकासजित् ॥
पथ्याक्षौद्रान्वितोव्योष चूर्णश्वासकफापहं॥१०॥

ગોળને કડવા તેલમાં કાલવી ચાટવાથી કાસશ્વાસ દુર થાય છે તેમજ હરડ, સુંઠ. અને પીપળ, મધ સાથે ચાટવાથી શ્વાસ તથા કફ એ બન્ને નાશ પામે છે.

वेल्लयुग्मंस्नुहिदुग्धं गुडयुक्तेनीशेवणात् ॥
कासश्वासंक्षयिरोगं हृदरोगंप्रणाशयेत् ॥११॥

વાવડીંગ, થોરનું દુધ, એ બંનેને ગાળસાથે સેવન કરવાથી કાસશ્વાસ, ક્ષયિ અને હૃદયના રોગનો નાશ કરેછે.

॥ अथ क्षयिरोगेउपचारः ॥

वासारसयुतंक्षौद्रं योभजेत्दिनसप्तकं ॥
तस्यधातुक्षयंश्वासो क्षयरोगंविनश्यति ॥१२॥

અરડુસીના રસમાં મધ મેળવી સાત દિવસ પીવાથી ધાતુક્ષય, શ્વાસ અને ક્ષયિ રોગોને મટાડે છે.

वचाश्वगंधापामार्ग तुलसीसर्षपैःसमं ॥
चूर्णक्षयविनाशाय कारितंकविनानृणाम् ॥१३॥

વજ, આસન, અંઘેડો, તુલસી, અને સરશવ, એનું ચુરણ ક્ષયિ રોગને હિતકારી છે એવું હસ્તિ કવિ કહે છે.

अश्वगंधामृताभिरुदशमूलंबलबीजकैः ॥
पुष्करातिविशैःक्वाथो क्षयकासविनाशकृत् ॥१४

આસન, ગળો, સતાવલી, દશમૂલ, બલબીજ, અતીવિશની કલી તથા અરડુસી, આ સર્વે સમાન ભાગે લઈ ક્વાથ કરી પીવાથી કાસશ્વાસ અને ક્ષય રોગને મટાડે છે.

पलैकंलवणंग्राह्य सूर्यक्षिरेणमर्दयेन् ॥
वन्हिनातस्थितंचूर्णं क्षयरोगंसदाहरेत् ॥१५॥

મીઠું લઈ આકડાના દુધસાથે મરદન કરી સંપુટમાં મુકી અગ્નિમાં પકાવવું. એ ચૂર્ણ ખાવાથી ક્ષય રોગ મટે છે.

पियुषसत्वाहत्शुल्वाबिल्वैः।
चूर्णंहिवासासरसेनदत्तं ॥
सहास्तिनावैक्षयरोगकास।
श्वासोप्रशांतःत्रिदिनंस्फुटंस्यात् ॥१६॥

ગળોનુ સત્વ, મારેલુ તાંબુ, અને બાળ બીલી. એ સમાન ભાગે લઈ અરડુસીના રસ સાથે ત્રણ દિવસ આપવાથી ક્ષય રોગ અને કાસશ્વાસ દુર થાયછે. એ પ્રમાણે ગ્રંથકારક હસ્તિરૂચિ કવિ કહે છે.

॥ अथ शोफरोगेलेपः ॥

पुनर्नवानिंबाविश्वा पटोलजलमेवच ॥
संघृष्टक्रियतेलेपो सद्यःशोफविनाशकृत् ॥१७॥

સાટોડી, લિંમડાની છાલ, સુંઠ, પટોળ, અને વાળા, એ સમાન ભાગે લઇ પાણીમાં ઘસી ખરડ કરવાથી સોજાનો નાશ થાયછે.

पुनर्नवाम्रतासुंठि दारुपथ्यासमांशकैः
चूर्णंउष्णाम्बुनापितं शोफंहन्तीतिवेगतः॥१८॥

સાટોડી, ગળો, સુંઠ, દારૂ હળદર, અગર દેવદાર, અને હ-રડે. એ સર્વ સમાન ભાગે લઇ તેનું ચુર્ણ કરી ઉના પાણી સાથે ફાકવાથી સોજો મટે છે.

सरामठंसकुष्माडं सचूर्णंटंकणान्वितं ॥
गुडयुक्तंसदापितं सद्यःशोफोदरंहरेत् ॥१९॥

હિંગ, ભુરા કોળાનો ( કરાળાનો ) રસ, ટંકણ ખાર, એ

સમાન ભાગે લઈ તેમાં ગોળ નાંખી પીવાથી સોફોદર નામનો મહાન વ્યાધિ મટે છે ( અગર ભુરા કોળામાં ગોળ ભરી તેને પાંચ દીવસ શીંકે મુકવું પછી તેમાંથી હરરોજ એક વખત પાંચ ટાંકને આશરે પાણી લઇ તેમાં ટંકણખાર (ફુલાવેલો) અને હિંગ (ફુલાવેલી) સરખે વજને નાંખી પાવાથી ઉપર કહેલો રોગ મટેછે.)

पुनर्नवाभयादारु वातशत्रुसमांशकैः ॥
गोमूत्रेणकृतोक्काथो शोफजितहस्तिनामते॥२०

સાટોડી, હરડ, દારૂ હુલદર, અગર દેવદાર અને એરંડાનું મુળ એ સર્વ સમાન ભાગે લઇ ગાયના મુત્રમાં ક્વાથ કરી પીવાથી સોજાનો નાશ થાયછે એ પ્રમાણે ગ્રંથકારક હસ્તિરૂચિ કવિ કહેછે.

सैन्धवाज्यभयादानात् गोमूत्रेणचपिप्पलि ॥
दुग्धेनमाहिषीमूत्रं त्रिभिर्शोफोदरंहरेत् ॥२१॥

સંધવ, ઘી, હરડ. (૧)ગાયના મુત્ર સાથે પીંપર (૨)દુધ સાથે ભેંસનું મુત્ર (૩) આ ત્રણ પ્રયોગથી શોફોદર મટેછે.

॥ अथ विस्फोटकरोगे ॥

वासामृतारेणुकमुस्तधान्य
पटोलसुंठित्रिफलाभयाभिः
भूनिंबनिंबैःकथितोकषायो
विस्फोटकानहन्तिचिरेणरोगान् ॥२२॥

અરડુસી, ગળો, પીતપાપડા, અથવા મેંદીનાં બીયાં, મોથ, ધાણા, પટોળ, સુંઠ, ત્રિફળા, હરડ, કરિયાતુ, લીમડાની છાલ, એ સર્વ સમાન ભાગે લઇ તેનો ક્વાથ કરી પીવાથી વિસ્ફોટક નામનો મહાન વ્યાધિ મટેછે.

दुग्धामार्तंडमूलानि चूर्णंचपलमानतः
मृततालपुटियुक्तं दीयतेदीनसप्तकं ॥२३॥
तत्पथ्येचणकायोज्या दुग्धोदनयुतेनवा
विस्फोटकान्प्रकुर्वाणो सशिघ्रंजायतेसुखी॥२४॥

આકડાના મુળને બાળી તેની રાખ કરી તે સાથે મારેલી હડતાળ સાત દિવસ સુધી આપવાથી વિસ્ફોટકનો રોગ મટે છે. તે ઉપર ચણા તથા દુધ, ભાત, અને ખાંડ સીવાય કંઈ પણ ખાવું નહિ.

एलाजातिफलंतुल्थं गोघृतेनचमर्दयेत् ॥
हस्तिनाकथितंहन्तिलेपात्विस्फोटकव्रणम्॥२५

ઈલાયચી, જાયફળ અને શેકેલું મોરથુથુ એ સમાન ભાગે લઈ ગાયના ઘીને સો વખત ધોઇ તેમાં કાલવી ચોપડવાથી વિસ્ફોટકની ચાંદીઓ મટે છે.

गुटिस्नुहिचदुग्धेन पिष्ट्वाजीरकतंदुला
पथ्यायुक्तेनपानाच्च विस्फोटकरुजंहरेत् ॥२६॥

થોરના દુધ સાથે જીરૂં તથા ચોખા વાટવા, તેમાં હરડે મેળવી ખાવાથી વિસ્ફોટક નામનો મહાન્ વ્યાધિ મટેછે.

॥ अथ पामारोगेलेपः ॥

सिंदुरं गंधकंतुल्थं सुतधात्रीविमर्दयेत् ॥
गोघृतेनकृतोलेपात् पामागच्छतिसत्वरं ॥२७॥

સિંદુર, ગંધક, મોરથુથુ, પારો અને આંબળાં એ સરખે વજને લઇ ગાયના ઘીમાં કાલવી ચોપડવાથી ખસ મટી જાયછે.

दद्रुघ्नंतंदुलालाक्षा गोतक्रेणचमर्दयेत् ॥
पश्चाल्लेपतोहन्ति पामादद्रुव्रणव्यथां ॥२८॥

પુવાડીયાનાં બીજ ચોખા અને લાખ, એ ગાયની છાશમાં મર્દન કરી ચોપડવાથી ખસ અને દાદર મટેછે.

॥ अथ रक्तपित्तरोगेउपचारः ॥

मृततालशुभंनित्वा शीघ्रुरससमान्विता ॥
पथ्यायुक्तेनदातव्यं रक्तपित्तविनाशकृत् ॥२९॥

મારેલી હડતાલને સરગુઆના રસનો પુટ આપવો પછી તે હડતાલને હરડે સાથે ખાવાથી રક્તપિત્ત દુર થાયછે.

अजस्यविट्संदग्धं लेपोविस्फोटकेनृणाम् ॥

બકરીનીલીંડીઓ બાળીતેની રાખકરી ચોપડવાથી વિસ્ફોટક મટેછે.

शर्कराअजदुग्धंच कारितंदिवसांदश ॥
रक्तपित्तविनाशाय सहस्तिकविनामते ॥३०॥

બકરીના દુધમાં સાકર નાંખી દસ દિવસ પિવાથી રક્તપિત્ત મટે છે. આ પ્રમાણે ગ્રંથકારક હસ્તિરૂચિ કવિ કહેછે.

इतिश्री वैद्यवल्लभेहस्तिरुचिकवींविरचिते क्षय, शोफ, समीर, विस्फोटक, पाम, दद्रु, रक्तपित, प्रभ्रातिप्रतिकारोनामत्रतियोविल्लासः॥

હસ્તિરૂચિ કવિએ રચેલા વૈદ્યવલ્લભ ગ્રંથને વિષે ક્ષય, શોજો, વાયુ, વીસ્ફોટક ખસ, દાદર, અને રક્તપિત્ત વગેરે રોગોના ઉપચારો સાથે ત્રિજો વિલ્લાસ પુરો થયો.

## ॥ अथ पुर्षार्थप्रकर्णंप्रोच्यते ॥

अश्वगंधातिलामाखा गुडयुक्तैर्महौषधैः
मोदको भक्षयेत्पातः बलविर्यस्यवृद्धिकृत् ॥१॥

આસન, ધોળા તલ, અડદ, અને સુંઠ એ સમાન ભાગે લઈ ગોળ સાથે લાડુ કરી ખાવાથી બળ તથા ધાતુનો વધારો કરેછે.

मर्कटीगोक्षुराभ्यांच शाल्मतुशर्करामलैः
तथाचमधुदुग्धाभ्यां भक्षणाद्विर्यवृद्धिकृत् ॥२॥

કૌચાં, ગોખરૂ, સાલમ, શાકર, દુધનો માવો, મધ, અને દુધ, એ સર્વ ખાવાથી વીર્યની વૃદ્ધિ થાયછે.

सदुग्धमुच्चटीमूलं योभजेद्दिनसप्तकं ॥
सपुमानशतनारीणां भोगंश्रृजतिसत्वरं ॥३॥

દુધ સાથે ચણોઠીનું મુળ સાત દિવશ પીવાથી સો સ્ત્રીઓ ભોગવે એટલી પુરૂષનામાં શકતી આવે છે.

गुंजागोक्षुरकोचूर्णं मर्कटीबिजशर्करा ॥
दुग्धेनमिश्रितंकृत्वा सहस्तिकविनामते ॥४॥
तदौषधंपलार्धंतु योपुमान्ननिशिभक्षये ॥
त्तस्याविर्यस्यवृद्धिस्यात् बलंरूपंविशेषतः ॥५॥

ચણોઠી* ગોખરૂ, કૌચાં, એ સર્વે સાકર તથા દુધમાં નાંખી જે પુરૂષ રાત્રિ વિષે પીશે તેના વીર્યની તથા કાંતી તથા બળની વૃદ્ધિ થસે.

*ચણોઠીને ફોડી તેની દાળ કરી માંહે જે પડ હોયછે તે કાઢી નાંખી તેને સ્વચ્છ કરી ઉપયોગમાં લેવી.

तिलगोक्षुर्योचूर्णं अजादुग्धेनपाचितं ॥
शितलंमधुसंयुक्तं बलविर्यस्यवृद्धिकृत् ॥६॥

તલ, અને ગોખરૂ બકરીના દુધમાં ઉકાળી ઠંડુ કરી તે સાથે મધ નાંખી પીવાથી બળ અને વિર્યની વૃદ્ધિ થાયછે.

गोघृतंशितलंवारि सुभोज्यंचनवांगना ॥
दुग्धपानं सदास्नानं षडेतेवपुपुष्टिदं ॥७॥

ગાયનું ઘી, ઠંડુ પાણી, મિષ્ટ ભોજન, આગા સીનું સેવન, દુધનું પાન, અને નીરંતર નહાવું. એ છ વસ્તાં શરીરને પુષ્ટિ કારકછે.

कृष्णमुशलीकंदस्य, चूर्णंतुगोघृतेनच ॥
नरोनित्यप्रकुर्वाणो गतकामलभेतपुनः ॥८॥

કાળી મુશળીના કંદ લઈ તેનું ચુર્ણ કરી ઘી સાથે ચાટવાથી જતી ધાતુથી અટકાવેલા કામને ઉત્પન્ન કરેછે.

मुशलीकंदचूर्णंतु पलार्धंउच्चटीतथा ॥
दुग्धेनसहपातव्यं गतधातुप्रमेहजित् ॥९॥

મુશળી અને ચણોઠીને એક પલાર્ધ લઇ દુધમાં નાંખી પીવાથી ધાતુ પ્રમેહનો નાશ થાયછે.

पंचांगगोक्षुरचूर्णंच शर्करादुग्धमिश्रितं ॥
कारितंहस्तिकविना गतधातुप्रशांतये ॥१०॥

પંચાંગ ગોખરૂ લઈ તેનું ચૂર્ણ કરી દૂધ અને સાકર સાથે પીવાથી પુરૂષની જતી ધાતુને અટકાવે છે એ પ્રમાણે ગ્રંથકારક હસ્તી રૂચિ કવિ કહેછે.

## ॥ अथ प्रमेहरोगेउपचारः॥

सशितामर्कटीदुग्धा वरिविश्वासमानकैः ॥

भक्षणात्त्रिदिनंहन्ति सद्योमेहंसुदुस्तरं ॥११॥

સાકર, કૌચાં, દુધેલી, સતાવરિ, અને સુંઠ એ સમાન ભાગે લઈ તેને ત્રણ દિવસ ખાધાથી પ્રમેહનો મહાન વ્યાધિ દુર થાયછે.

पल्लाशवृक्षस्यपुष्पाणि शितयावंगसंयुतं ॥
कारितंहस्तिकविना पित्तमेहंप्रशांतये ॥१२॥

ખાખરાનાં ફુલ, (કેશુડાં) પાણીમાં પલાળી તેમાં કલઈ ભસ્મ તથા સાકર મેળવી પીવાથી પિત્ત થકી થયેલા પ્રમેહનો નાશ થાયછે. એ પ્રમાણે હસ્તિ રૂચિ કવિ કહે છે.

॥ अथ सकलप्रमेहरोगेउपचारः ॥

हेमविजविषवंगपारदं ।
हंसपाकसहितंसमान्वितं ॥
नागवल्लीदलसंयुतंरसं ।
कामिदंसकलमेहनाशनं ॥१३॥

કનકબીજ, વછનાગ, બંગ, પારો, હિંગળોક, એ સમાન ભાગે લઇ નાગરવેલના પાનના રસસાથે ઘુંટી ગાળી કરી ખાવાથી કામી પુરૂષોના સકળ પ્રમેહનો નાશ થાય છે.

वल्लषोडशगुंदंच, शीतादुग्धेनामिश्रितं ॥
सर्वप्रमेहेवैद्येन, धातुदोषोपशांतये ॥१४॥

૧૬ વાલ ગુંદાં લઈને સાકર અનેદૂધ સાથે પીવાથી ધાતુદોષ તથા પ્રમેહનો નાશ થાય છે.

॥ अथ हिनकंदर्पवृद्धिप्रयोगः ॥

हंसपाकपलार्धंच, वृंताकेनचपाचयेत् ॥

वल्लमानप्रदानेन, हिनकंदर्पवृद्धिकृत् ॥१५॥

હીંગળોક એક પલાર્ધ તેને વંતાકમાં ઘાલી પકવવો. તે હિંગળોક રોજ એક વાલ લઈ માખણ સાથે ખાવાથી નપુંશકને પુરૂષાર્થ આવે છે.

सूर्यक्षारंपलार्धंच शीतयासहभक्षयेत ॥
उष्णवातंपित्तरोगं मुत्रकृछ्रप्रणाशयेत् ॥१६॥

સુરોખાર, એક પલાર્ધ લઇ સાકર સાથે ખાવાથી ઉશ્નવાત, પિત્તરોગ, મુત્રકચ્છ, એ સર્વે વ્યાધિઓ મટે છે.

॥ अथ मुत्ररोधेउपचारः ॥

त्रिफलाकर्कटिबिजं, सैंधवंसमभागकैः
चूर्णमुष्णाम्बुनापितं, मुत्ररोधंनिवारयेत ॥१७॥

ત્રીફળા, કાકડાશીંગનાં બીજ, અને સંધવ. એસમાન ભાગે લઇ તેનું ચુર્ણ કરી ઉના પાણી સાથે ફાકવાથી મુત્ર રોધ મટે છે.

॥ अथा श्मरिरोगेउपचारः ॥

शर्कराचजवक्षारः तक्रेणचयोपिबेत् ॥
उष्णवातंचचाश्मर्यां, पिडांगच्छतिसत्वरं ॥१८॥

સાકર અને જવખાર છાશમાં નાંખી પીવાથી ઉશણવાત અને અશમરી નામનો વ્યાધિ જલદીથી મટે છે.

॥ अथ लिंगलेपः ॥

नागफेनाविपस्वर्ण बिजजातिफलैःसह।
गोघृतंमधुसंयुक्तं लिंगलेपोविधियते ॥१९॥
तस्माद्भवतिमृत्यानां मृतकंदर्पवृद्धिकृत् ॥

प्रयोगोहस्तिनासद्य चमत्कारंकरंपरं ॥२०॥

અફિણ, વછનાગ, ધંતુરાનાં બીજ, જાવંત્રી અને જાયફળ. એ સમાન ભાગે લઈ ચુર્ણ કરી ગાયના ઘી સાથે કાલવી લિંગે લેપ કરવાથી કામની વૃદ્ધિ થાયછે. આ પ્રમાણે ગ્રંથ કારક હસ્તિરૂચિ કવિ આવો ઘણો ચમત્કારિક પ્રયોગ કરે છે.

वचाश्वगंधागजपिप्पलीनां
चूर्णंहिमाहिष्यानवनित्समेतैः
विलेपितंयोपुरुषस्यलिंगे ।
लंबंभवेतहस्तिमितंचसम्यक् ॥२१॥

વજ, આસન અને ગજપીપળ. એ સમાન ભાગે લઈ ભેંસના માંખણમાં કાલવી લિંગે લેપ કરવાથી લિંગની વૃદ્ધિ થાય છે.

वचाकुष्टाश्वगंधाच गजकृष्णासमानकैः
नवनितयुतोलेपो नरलिंगस्यवृद्धिकृत् ॥२२

વજ, ઉપલેટ, આસન અને ગજપીપળ, એ સમાનભાગે લઈ ચુર્ણ કરી માખણ સાથે લેપ કરવાથી ઉપર પ્રમાણે ફાયદો થાય છે.

सश्वेतरक्तकणवीरजटानिलत्वं ।
दारुनिशागजकणानवसागरेण ॥
आकल्लकर्कशसमर्द्यजलेनलिंगं ।
संलेपितंप्रकुरुतेखलुलिंगवृद्धिः ॥२३॥

ધોળી તથા રાતી કરણનું મુળ., જટામાંશી, એરંડાનું મુળ, દારૂહુળદળ, ગજપીપળ, નવસાર, અકલકરો, કાકડાસિંગ એ સર્વ સમાન ભાગે લઇ પાણીમાં કાલવી લેપ કરવાથી ઉપર પ્રમાણે ફાયદો થાય છે.

